# સૂર્યોદય



અથવા

## શ્રી મહાવીર સ્વામીનું હાલરિયું.

અને

## મુનિ શ્રી રાજવિજયની ગુંહલીઓ.




કવિ

મહારાષ્ટ્રીય જૈન.





મુદ્રક અને પ્રકાશક

લચંદ હીરાચંદ ચાંદવડકર, "કલાપ્રકાશ" પ્રેસ

માલેગામ.

# વીર સૂર્યોદય

## અથવા

# શ્રી મહાવીર સ્વામીનું હાલરિયું.



( હાલો હાલો હાલો મારા નંદન વીરને, એ દેશી— )

---

જાગો જાગો ગુણીજન ઉદય થયો દિનરાજનો
ત્રિશલા–પ્રાચી પ્રસવી વીર–નભોમણિ આજ. આંકણી
નાઠો તિમિર ગયો તે દુર્જન મનમાંહે વસ્યો
મુનિજન–હૃદયકમલ વિકસીત થયા છે આજ— ૧
સજ્જન–ખગગણુ મંજુલ ઉચરે વાણી મીઠડી
નાઠા પાખંડી–ઘૂવડ જઈ સંતાણા દિસે— ૨
રાજા સિદ્ધારથના ઘરમાં મંગલ તૂર જે
વાજે ભેરી ભુંગલ માદલ વિધવિધ સૂર— ૩
માતા ત્રિશલા દેવી હર્ષ ન અંગે માય છે
ગાતી સધવા ગોરી મંગલ ગીત રસાળ— ૪

જઈ દેવેન્દ્રસભામાં શુભ પોહોચ્યો સંદેશડો
દેવી દેવો ઈંદ્રાણીને હરખ ન માય— ૫
ત્રિભુવન-નાયક લાયક વીરપ્રભુ જન્મ્યા યદા
સુખનો ક્ષણુ તે નારક લોકતણો પણુ ખાસ— ૬
નાચે ઈંદ્રાણી બહુ વિધવિધ નાટક રાસડા
ધરતી તાલ મનોહર સુસ્વર મંજુલ ગીત— ૭
આવ્યો ધર્મધુરંધર જગમાં વીર સુહંકરો
આવ્યો દેવતણો પણુ દેવ નૃપતિ ત્રણુ લોક— ૮
ત્રિશલા મણિમય કંચન રત્નજડિત હીંડોલડે
પ્રભુને હુલરાવે બહુ ગાઈ પ્રેમ સુગીત— ૯
જે જીન વિશ્વજ્ઞાને હુલરાવે ત્રણુલોકને
જે છે વિશ્વ વિભૂતિ મંગલ વિશ્વાધાર— ૧૦
એવા વીર પ્રભૂને હુલરાવે હીંડોલડે
દીસે સાગર આગળ લવણુતણી આ ભેટ— ૧૧
જે પ્રભુ વિશ્વાભરણુ કૃપાથી ઢાંકે લોકને
તેને રેશમનું શું વસ્ત્ર કહો સોહાય— ૧૨
જે પ્રભુ ચિંતામણિ ને કંચન વર્ણ સુહંકરૂ
એવા જીનને કંઠી કટક કેમ સોહાય— ૧૩
નિર્મળ કંચન શોભે જગમાં સુંદર સાર જે
તેને ખોળ ચઢાવા સરખું દીસે એહ— ૧૪
પ્રભુને આપે ઘૃતમય વિવિધ ઘણા પકવાનને
લાવે ભરી ભરી થાળો ગંધ મનોહર વાન— ૧૫

જે છે તૃપ્ત સદાના જ્ઞાનામૃત પીતા ભલા
તેવા પ્રભુ આગળ શું શોભે જડ પકવાન— ૧૬
ધરતાં અગુરૂ મનોહર મૃગમદ મિશ્રિત ધૂપને
મહકે વાયુ સુગંધિત ચિત્તપ્રમોદક સાર— ૧૭
જે પ્રભુ ત્રણભુવનની દુર્ગંધી હરનાર છે
તેના આગળ શું આ કરવો ધૂમ પ્રસાર— ૧૮
જેને ત્રિભુવન પણ છે સર્વ રમકડા સારીખા
તેને મેના પોપટ શું આપો રમવા કાજ— ૧૯
જે છે પંચ પકવાને તૃપ્ત અને વળી પુષ્ટ જે,
તેના આગળ પીરસો કુકસા ને વળી ઘેસ— ૨૦
જે પ્રભુ ત્રણ ભુવનમાં ઉજ્વલ દીપક જ્યોત છે
તેના આગળ ઘૃત ને મશીમય બાળ્યો દીપ— ૨૧
પ્રભુજી ત્રણ જ્ઞાનથી પૂર્ણપણે જન્મ્યા અછે
પ્રભુની જગમાં ન દીસે બીજી કોઈ જોડ— ૨૨
માતા ત્રિસલા! તારા ઉજ્વલ કુખને ધન્ય છે
જેણે જનમ્યો આવો ત્રણ ભુવનનો નાથ— ૨૩
રાજા સિદ્ધારથ! તુજ કુલ-દીપક આધાર છે
એને જીવથકી પણ અધિકો પાળો આપ— ૨૪
પ્રભુજી જીવો જગમાં ચંદ્ર સૂર્ય લગે વીરજી
સેવા બાલતણી કરો ગ્રહણ પ્રભુ વડવીર— ૨૫

## ગુંહલી.

# મુનિ શ્રી રાજવિજય–સમેત શિખર પ્રવાસ.



( પ્રભુ પાસનું મુખડું જોવા. )

મુનિ રાજવિજય ગુરૂ આવ્યા
સહુ સંઘ તણે મન ભાવ્યા ॥ આંકણી ॥
મુનિ પંચ મહાવ્રતધારી
ધર્મધોરી અને બ્રહ્મચારી ॥
ગિરિ સમેતશિખર પદસેવા
ભાવ જાગ્યો દર્શન લેવા ॥
ગુરૂ ચાલ્યા સુખે પાદચારી
બહુ ભાવદયા દિલ ધારી ॥ ૧ ॥ મુનિ૦ ॥
શીત તાપ તણા બહુ કષ્ટ
ગુરૂ સહન કરે છે સ્પષ્ટ ॥
ધરણીમાં કંટક ખૂંચે
રવિ તાપ મસ્તકપર સીંચે ॥ ૨ ॥ મુનિ૦ ॥
મુનિ મનમાહે એક વિચાર
કરવો છે નિત્ય વિહાર ॥

ગિરિરાજના દર્શન લેવા
અભિલાષ છે મનમાંહે એવા ॥ ૩ ॥ મુનિ૦ ॥
ભૂખ તરસના પરિસહ મોટા
મન નાણે ગુરૂ ગુણ મોટા ॥
ગિરિ તુંગ અને બહુ ઝાડી
અતિ વિકટ અને બહુ જાડી ॥ ૪ ॥ મુનિ૦ ॥
વાઘ અસ્વલ ને શીઆળા
કેઈ ભુજંગ છે વિકરાળા ॥
ભૂતપ્રેત અને બહુ જાતી
ઉપસર્ગ કરે બહુ ભાતી ॥ ૫ ॥ મુનિ૦ ॥
ગુરૂ મેરૂ પરે સ્થિર થંભ
કરે લીલા થઈ અદંભ ॥
મુનિ ચાલે ધરી અતિ વેગ
દર્શ લેવા થયા છે સતેગ ॥ ૬ ॥ મુનિ૦ ॥
એવા કષ્ટ અનેક સહીને
મુનિ આવ્યા છે દર્શ લઇને ॥
બહુ ગામ નગર પુર જોતાં
ઉપદેશ જનોને કરતા ॥ ૭ ॥ મુનિ૦ ॥
ધન્ય એ ગુરૂ જગ ઉપદેશે
અંતે મોક્ષ તણા સુખ લેશે ॥

મનવચન ને કાય પવિત્ર
નહીં એવા દિસે સર્વત્ર ॥ ૮ ॥ મુનિ૦ ॥
ગુણ ગાવા જડે નહી શબ્દ
મુનિ શાંત મહંત સુલબ્ધ ॥
એહવા મુનિપદને નમીએ
બાલ ક્રોધ કષાયને દમિએ ॥ ૯ ॥ મુનિ૦ ॥

---

ગુંહલી.

## મુનિ રાજવિજયની.



ગુરૂમાતા કહે નંદન મારો સુખ દેશે મુજ સારો,
સુખ દેશે મુજ સારો કન્હૈયો કરશે સર્વ પસારો—ટેક
મુજપતિ પાછળ એ મુજ દીવો અંધ તણો આધારો,
અંધ તણો આધારો કન્હૈયો કરશે સંસાર પ્યારો ॥૧॥
વહુ લાવી મુજ ખંધ ઉપરનો ઉતરશે હવે ભારો,
ઉતરશે હવે ભારો કન્હૈયો દ્રવ્યાર્જન કરે સારો ।
એટલામાં સમતા મનજાગી સંસાર દીઠો અકારો,
સંસાર દીઠો અકારો બાળકને સંજમ લાગ્યો પ્યારો ॥૨॥

માતા ગાળે નેત્ર આંસુડા મોહ ન કીધો વિકારો,
મોહ ન કીધો વિકારો મુનીશ્વર ધર્મઆકાશે તારો ।
સંસાર વિષવેલીને મુકી કલ્પવૃક્ષ મન પ્યારો,
કલ્પવૃક્ષ મન પ્યારો મુનીશ્વર ધર્મ તણો સુખકારો ॥૩॥
રાયચંદ નામે જે બાલક વિજય પતાકા ધારો,
વિજય પતાકા ધારી મુનીશ્વર રાજવિજય થયો પ્યારો ।
ગુર્જર મરૂધર ઉત્તરદેશે વંગદેશમાહે સારો,
વંગદેશ અને દક્ષિણદેશે ધ્વજ ફરકાવ્યો સારો ॥ ૪ ॥
ભવદવતાપ બુઝાવણ રૂડો સમતા મેઘ છે સારો,
સમતા મેઘ છે સારો મુનીશ્વર સીંચે ધર્મ અંકુરો ।
વિજયાનંદ તણો બાલક જે ગુરૂચરણે રત ધારો,
ગુરૂચરણે રત ધારો ભવિકજન ટળશે મોહ અંધારો ॥૫॥

---

## ગુંહલી.

## મુનિ રાજવિજયની.



( વાલમ વેહેલારે આવજો—એ દેશી )

દેવગુરૂ ધર્મમાં ગુરૂ વડા, જેહ છે ધર્મ દાતાર રે ॥ ધૃ૦॥

દેવપણુ ઓળખાવે ગુરૂ, ગુરૂકૃપા મુક્તિ આધાર રે ॥
સર્વ સંસારમાં એ રૂડા, સત્ય જીન ધર્મમાં સાર રે ॥૧॥
કલ્પવેલી જીશા સદ્ગુરૂ, સર્વ ઈચ્છીત દાતાર રે ॥
મોહની નિંદમાં જે સુતા, તેહના બોધ કરનાર ॥ ૨ ॥
અમિત જીનશાસ્ત્ર ભંડાર જે, તેહના પ્રગટ આધાર રે ॥
અર્થ દ્રષ્ટાંત રૂડા કરે, દાખવે સત્ય ને સાર રે ॥ ૩ ॥
સરસ મધુ વચનથી બોધતા, જેહના અમિત ઉપકાર રે ॥
ભવભય જેહુની દ્રષ્ટીથી, નાશ પામે તેણી વાર રે ॥૪॥
એહવા રાજવિજય ગુરૂ, આવિયા પુણ્યપુર માંહે રે ॥
બોધવા જન તણે પ્રેમથી, પુણ્ય સુપસાયથી ચાહે રે ॥૫॥

---

## ગુંહલી.

## મુનિ રાજવિજયની.



વંદિએ, વંદિએ, વંદિએ રે,
બેની રાજવિજય મુનિ વંદિએ ॥
સમતા સંગી, આતમ નંદી,
વંદી પાપ નીકંદિએ રે ॥ બેની રાજ૦ ॥ ૧ ॥

અનુભવ શુદ્ધ દશા જસ જાગી,
પાતક પુંજ નિકંદિએ રે ॥ બેની રાજ૦ ॥ ૨ ॥
શાસ્ત્ર અભ્યાસ વિચક્ષણ મુનિવર,
દેખી પટલને નંદિએ રે ॥ બેની રાજ૦ ॥ ૩ ॥
જ્ઞાતા સૂત્ર સિદ્ધાંત જે વાચે,
અમૃતરસ નીસ્યંદિએ રે ॥ બેની રાજ૦ ॥ ૪ ॥
ભવપ્રપંચની ગૂઢ કથા જે,
વાચે તે સુણી આનંદીએ રે ॥ બેની રાજ૦ ॥૫॥
હૃદયકમલ વિકસે સાંભળતાં,
ભરમ તિમિરને નંદિએ રે ॥ બેની રાજ૦ ॥૬॥
બાલ નમે અતિ વિનય ધરીને,
ગુરૂકૃપાથી આનંદીએ રે ॥ બેની રાજ૦ ॥ ૭ ॥

---

## ગુંહલી.

## શ્રી પર્યૂષણપર્વની.



( બીજી ચંદન પુજના રે—એ દેશી )

રૂડો શ્રાવણ આવિઓ રે ॥ સફલ થયો અવતાર ॥
પજુસણ પર્વમાં રે ॥ ધૃ૦ ॥

શાસ્ત્ર શ્રવણ ગુરૂ વંદવા રે ॥ સમય મનોહર એહ ॥
આરંભ સકલ નિવારવા રે ॥ પાતકને હણે જેહ ॥ ૧ ॥
રૂમઝુમ મેઘ ઝરે ઘણા રે ॥ કૃષ્ણ ઘટા ધરી છાય ॥
તિમ ગુરૂવાણી મેઘથીરે ॥ વરસે શાસ્ત્ર પયોદ ॥ ૨ ॥
વ્રત પચખાણ કરે ઘણા રે ॥ ધર્મ દયા મનમાય ॥
જીનમંદિર ઓચ્છવ ઘણા રે ॥ આંગી રચના થાય ॥૩॥
નૈવેદ્ય ફળ ફૂલે કરી રે ॥ પૂજે શ્રી જગનાથ ॥
શાધર્મિક વાત્સલ્યતા રે ॥ પ્રભાવના બહુ ભાત ॥ ૪ ॥
કલ્પસૂત્રની વાચના રે ॥ ગુરૂમુખથી સુણી સાર ॥
વીરાદિક જીનદેવની રે ॥ રૂડી કથા મનોહાર ॥ ૫ ॥
શ્રાવક કરણી એહ છે રે ॥ શાસ્ત્ર તણે અનુસાર ॥
આનંદવિજય સેવક તણી રે ॥ વાણી સુણો ધરી પ્યાર ॥ ૬ ॥

---

## શ્રી વીરપ્રભુનું સ્તવન.



( ગુણવંતી ગુજરાત, અમારી—એ દેશી. )

ત્રિશલા નંદન વીર, પ્રભૂજી ત્રિશલા નંદન વીર ।
સિદ્ધારથકુલચંદ, પ્રભૂજી ત્રિશલા નંદન વીર—ટેક

પંચમ કાલ કરાલ વિલોકી, કરવા જન ઉપકાર ।
ક્ષત્રીય કુંડમાં પ્રભુ અવતરિયા, અનુકંપાભંડાર ॥ ૧ ॥
વાઘ ને છાગ જીનેશ્વર પાસે વીસરતા નિજ વેર ।
રોગજરા નાસે બહુ દૂરે દુઃખ જાએ ચોમેર ॥ ૨ ॥
પરિષદ બાર પ્રકાર બીરાજે પ્રભુજી સન્મુખ આર ।
દિવ્ય ધ્વની ગંભીર દેશના સર્વ દુઃખ હરનાર ॥ ૩ ॥
સ્યાદવાદ નય યુક્ત મનોહર તત્વ અપૂર્વ રસાળ ।
ભવસાગરમાં જેહ તરી સમ આલંબન વિશાળ ॥ ૪ ॥
એવા પ્રભુને નિશિદિન ભજીએ સીઝે વંછીત કાજ ।
જીતી રિપૂને વિજય લહીજે બાલ વિનતી છે આજ ॥૫॥

---

## વીર ચમત્કૃતિ.



( આજ શ્યામ મોહ લીનો બાંસરી—એ દેશી. )

---

નવલ આજ શું અપૂર્વ શ્રી જીનેંદ્ર વીરનું ॥
વિમલ ભાવ દેખતાં પ્રફુલ્લ ચિત્ત બીરનું—એ ટેક

કમલ જલ વિષે વિશુદ્ધ ઉગતાં દિસે બહુ ॥
કમલથી નદી કદી ન નીકળે કહે સહુ ॥ ૧ ॥
વદનં કમલથી વહે અખંડ જ્ઞાનની નદી ॥
નવલ દેખતાં ભવીક ચિત્ત ખેદ ના કદી ॥ ૨ ॥
ભવિકને જીનેશ તારતા ભલે ભવાબ્ધિથી ॥
તારે હૃદયમાં ધરી જીનેશ ભક્ત પ્રેમથી ॥ ૩ ॥
દયાસમુદ્ર વીર કોઇને હણે ન ચિત્તથી ॥
કષાય પાપ બાપડા હણ્યા જીને સુવેગથી ॥ ૪ ॥
અપૂર્વ કૌતુકી પ્રભુ જીનેંદ્ર નિત્ય વંદિએ ॥
બાલ કાવ્ય પ્રેમથી ભણી સુશાંતિ પામિએ ॥ ૫ ॥



